॥ ૐ ॥

# શ્રી કચ્છી કડવા પાટીદાર સમાજ

## * જ્ઞાતિ રીત રિવાજોને લગતા નિયમો *

સંવત ૨૦૪૧







"આ નિયમોનું સાંગોપાંગ નિષ્ઠાપૂર્વક પાલન કરવું એ આપણી સૌ જ્ઞાતિ ભાઈ બહેનોની પવિત્ર ફરજ છે"

પ્રકાશક : શ્રી કચ્છી કડવા પાટીદાર સમાજ
પાટીદાર વિદ્યાર્થી ભવન,
નખત્રાણા (કચ્છ)

કિંમત રૂા. ૧-૦૦


॥ ॐ ॥

# શ્રી કચ્છી કડવા પાટીદાર સમાજ

## * જ્ઞાતિ રીત રિવાજોને લગતા નિયમો *

સંવત ૨૦૪૧

"આ નિયમોનું સાંગોપાંગ નિષ્ઠાપૂર્વક પાલન કરવું એ આપણી સૌ જ્ઞાતિ ભાઈ બહેનોની પવિત્ર ફરજ છે"

પ્રકાશક : શ્રી કચ્છી કડવા પાટીદાર સમાજ
પાટીદાર વિદ્યાર્થી ભવન,
નખત્રાણા (કચ્છ)

કિંમત રૂ. ૧-૦૦

ॐ

# શ્રી કચ્છી કડવા પાટીદાર સમાજ

## * જ્ઞાતિ રીત રિવાજોને લગતા નિયમો *

સંવત ૨૦૪૧







કદી થાઉં, હારૂં, તુજ બળ દઇ પ્રાણ પુરજે,
દયા પ્રીતિ માનું હૂં દઈ સદા એક ધરજે;
નમું સાષ્ટાંગે હું જગત જનની સહાય કરજે.

પ્રકાશક : શ્રી કચ્છી કડવા પાટીદાર સમાજ
પાટીદાર વિદ્યાર્થી ભવન,
નખત્રાણા (કચ્છ)

કિંમત રૂ. ૧-૦૦

# નિવેદન

આપણી જ્ઞાતિના ભાઇ બહેનો કચ્છ, સાબરકાંઠા. ખેડા, પાલનપુર જીલ્લાઓ તેમજ અન્ય પ્રાંતોમાં અને પરદેશમાં વસી રહ્યા છે. જેની આવતી પેઢીઓનો જ્ઞાતિ સંબંધ બરાબર જળવાઈ રહે અને સમાજના તમામ રીત રીવાજોની સંપૂર્ણપણે એકવાયતા જળવાય તે માટે જન્મ, લગ્ન કે મરણ જેવા શુભાશુભ પ્રસંગોએ પાળવાનાં સામાજીક ધારાધોરણ અને રીત રિવાજો એક પ્રકારના થાય તે માટેનું પ્રથમ લેખીત બંધારણ તા. ૧૦-૫-૬૦ના જ્ઞાતિના ખુલ્લા અધિવેશનમાં લગભગ વીસ હજાર ભાઇ બહેનોની હાજરીમાં સર્વાનુમતે પસાર કરવામાં આવેલ હતું.

આપણી જ્ઞાતિ દિન પ્રતિદિન વધુ સંગઠિત બને પરસ્પર સહકારની ભાવના વધુ દઢ બને, તેવા શુભ હેતુથી અને દ્વિતય અધિવેશન ૧૯૭૭માં પસાર થયેલ રીત રિવાજોના નિયમોમાં સમયાનુસાર પરીવર્તન કરવા તેમજ નવા ઠરાવો કરવાની આવશ્યકતા જણાતા જ્ઞાતિની તૃતિય ખુલ્લી પરિષદ તા. ૧૯-૫-૮૫ ને રવિવારના બપોરે ૨-૩૦ કલાકે વિદ્યાર્થી ભવનના પ્રાંગણમાં કચ્છ, ગુજરાત અને દેશ પરદેશથી આવેલ લગભગ અઠાવીસ હજાર ભાઈ બહેનોની હાજરીમાં મળેલ. આ પરિષદમાં કચ્છના ગામેગામ અને ગુજરાતના કંપા તથા બહારથી આવેલ ૧૦૩૦ ખાસ પ્રતિનીધિઓની બનેલ વિષય વિચારણીય સમિતિએ ખુબ જીણવટભરી વિચારણા કર્યા બાદ અગાઉના નિયમોમાં આજની પરિસ્થિતીને અનુરૂપ સુધારા વધારા સાથે ઠરાવો અને મૂળ ઠરાવો આ જ્ઞાતિ પરિષદમાં સર્વાનુમતે પસાર કરવામાં આવેલ.

આપણા આ રીત રિવાજોના ઠરાવો કરવાના મુખ્ય ઉદ્દેશ્યો જેવા કે સમાજના ગરીબ, મધ્યમ કે શ્રીમંત સર્વે જ્ઞાતિજનોનો સામાજીક વહેવારમાં એકવાયતા જળવાય, લેતી દેતીના નિયમો સામાન્યમાં સામાન્ય માણસને પણ પરવડે અને ખોટા ખર્ચમાં

ઉતરવું ન પડે તેમજ દેશ પરદેશમાં વસતા આપણા જ્ઞાતિજનોની ધંધાકીય સગવડતા જળવાય વિ. બાબતોને લક્ષમાં રાખી ઠરાવો થયેલ છે.

આપણા ઠરાવો સામાન્ય રીતરિવાજોના છે પરંતુ ઠરાવ નં. ૧૩ છૂટાછેડા સંબંધનો છે. એક વખત સમજી વિચારીને અગ્ની, કુટુંબ અને સગાં સંબંધીઓની સાક્ષીએ લગ્નગ્રંથીથી જોડાયા પછી છૂટાછેડા લેવા એ સામાજીક દુઃષણ ગણાય છે. એના બાબતે સામાજીક રીતે વધારે સક્રીય થવાની જરૂર છે. દરેક કુટુંબના તથા ગામેગામના તકેદારી સમિતિના સભ્યો તેમજ કાર્યકર્તાઓ સક્રિય થશે તો છૂટાછેડાના કિસ્સાઓ ભાગ્યેજ થવા પામશે.

આપણા માટે ગૌરવનો વિષય ગણાય કે યુવકોએ અખિલ ભારતીય ધોરણે રચેલ યુવક સંઘે પોતાના બંધારણના ઉદ્દેશ્ય પૈકીનો એક મુખ્ય ઉદ્દેશ્ય સમાજના નિયમો અને રીત રિવાજોનું પાલન કરાવવું એ સ્વીકારેલ છે. આથી યુવા શકિત સક્રિય થવાથી સમાજના દરેક પ્રકારનાં સંગઠન મજબૂત થવામાં સહાયભૂત બનશે.

યુવક સંઘની બીજી પરિષદમાં મહત્વના નીચે લખ્યા મુજબ છ ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવેલ ઠરાવ ૧ સમાજે પસાર કરેલ રીતરિવાજોના ઠરાવોના પાલન અંગે ૨. શિક્ષણ અંગે ૩. યુવકોના સંગઠન અંગે ૪. સમાજના આદ્ય સુધારકની સ્મૃતિ અંગે ૫. સમાજના કુરિવાજો અંગે ૬. સમુહ લગ્નો અંગે યુવક સંઘની સમાજોપયોગી કાર્યોને સમાજ પ્રોત્સાહન આપે છે. તેવીજ રીતે આ વર્ષે મહિલાંઓમાં જાગૃતિ આવી છે. તે આપણે તેમની મળેલ સ્વતંત્ર પરિષદમા જોઇ શકયા અને તે માટે સક્રિય બહેનોના પુરુષાર્થ, સંગઠનની શકિત બદલ સમાજ ખુબ-ખુબ ધન્યતા અનુભવે છે. મહિલાઓની સ્વતંત્ર પરિષદમાં નીચે

જણાવ્યા મુજબના ૯ ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવેલ.

ઠરાવ ૧. શિક્ષણ અંગે, ૨. ઘુંઘટ પ્રથા અંગે, ૩. સમુહ લગ્નો અંગે, ૪. મહિલા પ્રતિનિધિત્વ અંગે, ૫. ઓલાંમણા તેમજ ૬. સગપણ કરવા સંબંધે, ૭. સગાઇ (ટીલાં) સંબંધે, ૮. તહેવારો ના લાગ્રા સંબંધે તથા ૯. લગ્ન (વિવાહ) સંબંધે

મહિલા પરિષદના ઉપરોક્ત ઠરાવોમાંથી ઠરાવ નં. ૧, ૩, ૮, અને ૯ સમાજે તેમના ઠરાવ નં. ૬, ૮, ૯, અને ૧૬માં સ્વીકારેલ છે. ઘૂંઘટ પ્રથા અંગેના ઠરાવને સમાજ પ્રોત્સાહન આપે છે. સમાજની કારોબારીમાં મહિલા પ્રતિનિધિઓની નિમણુંક અંગે આગામી કારોબારીની ચૂંટણીમાં યોગ્ય કરવામાં આવશે. મહિલ જાગૃત માટે કાર્યકર બહેનોને ખૂબ ખૂબ ધન્યવાદ.

આપનો,

**પાટીદાર વિદ્યાર્થી ભવન** **ખીમજી નાગજી પટેલ**

નખત્રાણા-કચ્છ, પ્રમુખ, અ ભા. ક ક. પાટીદાર સમાજ પરિષદ

તા. ૧૯-૫-૧૯૮૫ પ્રમુખ, શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ

# શ્રી અખિલ ભારત કચ્છ કડવા પાટીદાર સમાજ

## તૃતિય અધિવેશન

તા. ૧૯-૫-૮૫ના ખુલ્લા અધિવેશનમાં પસાર થયેલ ઠરાવો

### :: ઠ રા વો ::

**ઠરાવ ૧ લો**

**જ્ઞાતિના રીત રીવાજોના ઠરાવો અંગે :-**

તા. ૨૨-૫-૭૭ના મળેલ જ્ઞાતિનાં દ્વિતિય અધિવેશનમાં રીત રીવાજોના ઠરાવો પસાર કરેલ જેમાં આઠ વર્ષ બાદ આજ તા. ૧૯-૫-૮૫ના રોજે બપોરના ૨-૩૦ કલાકે મળેલ તૃતિય પરિષદમાં સમયોચિત જરૂરી સુધારા વધારા તેમજ નવા ઠરાવો કરવાની આથી જ્ઞાતિજન મંજુરી આપે છે.

**ઠરાવ - ૨**

**બોલાામણા સંબંધે :-**

બાળકના જન્મ પછી બોલાવવાના પ્રસંગે બાળકની માતાનાં સગાં ભાઇ-બહેનો તથા કાકાઇ ભાઇઓએ જ માત્ર જવાનું રહેશે. અન્ય કોઇએ જવાનું નહિં અને આવા પ્રસંગે એક ટાણાંથી વધુ રોકાવુ નહી.

**ઠરાવ - ૩**

**પછેડો આપવા સંબંધે**

દિકરીને પહેલું બાળક જન્મે ત્યારે તે નિમિત્તો પછેડો આપવા માટે દિકરીને પોતાને ઘેર બોલાવીને પછેડો આપવો. પછેડો

આપવા માટે દિકરીના સાસરાને ઘેર જવું નહિં.

ઠરાવ - ૪

સગપણ કરવા સંબંધે

(અ) બાળકોના તદ્દન નાની વયે સગપણ કરવાં નહીં. સગપણ કરવા માટે વયમર્યાદા નીચે મુજબ રહેશે
(૧) છોકરાની વય ઓછામાં ઓછી ૧૮ વર્ષ
(૨) છોકરીની વય ઓછામાં ઓછી ૧૫ વર્ષ

(બ) સગપણ કરતી વખતે દીકરાના માવિત્રોએ નીચે મુજબની વસ્તુઓ આપવી
૧. સોપારી નંગ ૧
૨. ટોપરા અથવા નાળિયેર નંગ ૨
૩. ગોળ અથવા સાકર કીલો ૧। (સવા)
૪. રૂપિયો એક રોકડો
ઉપર જણાવ્યા સિવાય પૈસાની કે બીજી કોઇપણ વસ્તુઓની લેતીદેતી કરવી નહીં.

(ક) સામસામે સગપણ કરવા નહીં.

ઠરાવ - ૫

સગાઇ (ટીલાં) સંબંધે

સગાઇ (ટીલાં) પ્રસંગે દીકરાના માવિત્રે એ નીચે મુજબની વસ્તુઓ આપવી.
૧ ઓઢણી, બ્લાઉઝ, ચણિયો
૨ ગોળ અથવા સાકર કીલો ૧। (સવા)
૩ શુભ શુકનનો રુપિયો ૧-૨૫ (સવા) રોકડો

ઠરાવ – ૫ ચાલુ

૪ પગના સાંકળા જોડી – ૧
૫ નાકની સળી નંગ ૧
આ પ્રસંગે વધારેમાં વધારે ૧૫ (પંદર) માણસોએ જવું અને એક ટાણાથી વધારે રોકવું નહીં.

છોકરાને ટીલાંની વિધિ કરવી નહીં.

ઠરાવ – ૬

તહેવારોના લાગા સંબંધે :-

સગપણ થયા પછીના આવતા પહેલા તહેવારે દીકરાના માવિત્રે રૂા. ૫, (પાંચ) તથા ત્યાર પછીના તહેવારોએ રૂા. ૨, (બે) દીકરાની વહુને મોકલવા.

નોંધ :- ઉપર જણાવ્યા મુજબના લાગા (સંપેતરું) દિવાળી, હોળી અને જન્માષ્ટમીના તહેવારોએ જ મોકલવા

ઠરાવ – ૭

લગ્ન લખવા તથા વધાવવા સબંધે

૧ લગ્ન લખતી વખતે કન્યા પક્ષે લગ્ન પત્રિકાના પુડામાં શુભ શુકન તરીકે રૂા. ૧-૨૫ [સવા] મુકવો

૨ લગ્ન વધાવતી વખતે વરપક્ષે શુભ શુકન તરીકે રૂા. ૧-૨૫ [સવા] આપીને લગ્ન વધાવવું

૩ લગ્ન પત્રિકા વધાવવા લઈ જવા માટે કન્યાપક્ષ તરફથી બે માણસોએ વર પક્ષના ઘેર જવું અને તેઓએ એકટાણું રોકાવું

ઠરાવ - ૯

લગ્ન (વિવાહ) સંબંધે :-

૧ વર અને અણુવર સિવાય જાનમાં વધારેમાં વધારે ૭૫ (પંચોતેર) માણસો જઈ શકશે અને કન્યા પક્ષે જાનને એક ટાણું જમાડવી

નોંધ :- બહુ દુરથી આવનાર જાનને અનિવાર્ય સંજોગોમાં બે ટાણા જમાડી શકાશે.

૨ લગ્નપ્રસંગે વર પક્ષે લાગા તરીકે નીચે મુજબ આપવાનું રહેશે.

(૧) પોંખવાનો રૂા. ૧-૦૦ [એક]

(૨) પડલું ભરવું નહિં.

વરપક્ષ જાન લઇને કન્યાપક્ષને ત્યાં જાય ત્યારે એક ચુંદડી (ગરચોળું), બ્લાઉઝ, ચણીયો, કન્યાને આપવાનાં રહેશે, જે પહેરીને કન્યા લગ્નમંડપમાં આવશે.

(૩) દાંતની ખરખરી નંગ ૧

(૪) વીંટી નંગ ૧

નોંધ :- વરપક્ષે વાયણું તેમજ હેલાવાડાનો લાગો આપવાનો રહેશે નહીં.

૩ કન્યાપક્ષ તરફથી વરપક્ષને નીચે મુજબના લાગા આપવાના રહેશે

[૧] જમાઇને રોકડા રૂા. ૧૦૧, અથવા કપડાંની જોડ

[૨] વરના પિતાને રૂા. ૫૧, અથવા કપડાં

(૩) વરના માતાને રૂા. ૫૧, અથવા કપડાં

(૪) વરના દાદાને રૂા. ૧૫,

(૫) વરના દાદીને રૂા. ૧૫,

(૬) બાકીના કુટુંબીજનો (કાકા-કાકી, જેઠ-જેઠાણી, વિગેરે

ઠરાવ – ૮ ચાલુ

દરેકને પહેરામણીના રૂા. પાંચ-પાંચ આપવા.

[૭] હલનો બદલે રૂા. ૧૫૧, રોકડ આપવા.

(૮) થાળી નંગ ૧ અને વાટકો નંગ ૧

૪ કન્યાદાનમાં કોઇએ વાસણો આપવાં નહીં અને પોતાની શકિત મુજબ મર્યાદિત રોકડું આપવું અને તેની જાહેરાત કરવી નહીં.

૫ લગ્નવિધિ પુરી થયા બાદ કન્યા વરના ઉતારે જાય ત્યારે નવવધુનો ખોળો ભરવામાં વરપક્ષ તરફથી પતાસાં અથવા સાકર કીલો૧ (સવા) આપવાનાં રહેશે. અને ફકત નવવધુને જ જાનૈયાઓએ માંથે હાથ ફેરવવાનો [આશિર્વાદ આપવાનો] રહેશે.

નોંધ :- આ પ્રસંગે કોઇપણ જાતનો પ્રસાદ વહેંચવો નહીં.

૬ લગ્ન પ્રસંગે કન્યાપક્ષે ઇતર લાગા તરીકે નીચે મુજબ આપવાનું રહેશે.

(૧) શ્રી ઉમિયા માતાજીને ભેટના રૂા. ૧૧,

(૨) શ્રી મંદિરના ધર્માદાના રૂા. ૧૧,

(૩) લગ્ન વિધિ કરાવવાના બ્રાહ્મણને દક્ષિણાના રૂા. ૨૫,

(૪) ઢોલી તથા વાળંદને ગોળના રૂા. દશ દશ આપવા

નોંધ :- વરપક્ષ તથા કન્યા પક્ષે આ શુભ પ્રસંગ નિમિત્તે શિક્ષણ ભેટ સમાજને મોકલવી.

ઠરાવ ૯

સમુહ લગ્ન સંબંધે :-

ઠરાવ – ૯ ચાલુ

૧ આપણી જ્ઞાતિમાં લગ્નો દર વર્ષે અનુકુળતાએ થઇ શકશે.

૨ કોઇપણ ગામ કે કુટુંબ સમુહ લગ્ન (એક સાથે એકજ દિવસે લગ્ન) કરવા માગતા હોય તો કોઈપણ ગામમાં વરપક્ષવાળ એ વાંધો લેવો નહીં. આ સમુહ લગ્ન પ્રથાને કોઇપણ તોડવા પ્રયત્ન કરે તો તેને કુટુંબ તથા ગામ સમજાવે અને જો ન સમજે તો તેને સહકાર આપવો નહીં.

ઠરાવ – ૧૦

આણાં સંબધે :-

આણાંની પ્રથા સદંતર બંધ કરવામાં આવે છે.

ઠરાવ – ૧૧

મામેરા સંબંધે

૧ મામેરામાં ભાણેજા ને વાધાનાં કપડાં, વિગેરે તેમજ બહેનને તથ બનેવીને કપડાંની જોડ આપવી. તે સિવાય બાકીનાઓને પહેરામણી બદલ દરેકને રૂા. ૫ [પાંચ] રોકડા આપવા અને જમણ તેમજ દાગીના વિગેરે બદલ મર્યાદિત રોકડ રકમ ગુપ્ત પણે આપવી.

૨ મામેરાની વળત્તરમાં કાંઇપણ કપડું કે રોકડ આપવી નહી. તેમજ મામેરું એહું ભરવું અને તેની જાહેરાત કરવી નહિ મામેરામાં મર્યાદિત સંખ્યામાં જવું.

નોંધ :- મામાએ કન્યાને વાધાનાં કપડાંમાં માત્ર પાનેતર, બ્લાઉઝ અને ચણિયો જ આપવાનો રહેશે.

ઠરાવ - ૧૨

૭ પુન લગ્ન સંબંધે

૧ કન્યા વિધવા બને અથવા જ્ઞાતિ રીત મુજબ છૂટાછેડા મેળવે તેનું પુનઃ લગ્ન કરી શકાશે.

૨ આવા પુનઃલગ્નનું સગપણ કરતી વખતે વરપક્ષ તરફથી રૂા. ૨, (બે) ફેરવવાના રહેશે અને સગપણ નકકી થયા બાદ એ બે રુપિયા પ્રસાદી માટે આપવાના રહેશે.

૩ આવા પૂનઃલગ્નમાં વર અને અણુવર સિવાય વધારેમાં વધારે ૧૫ (પંદર) માણસોએ જવું અને એકટાણું જમવાનું રહેશે. આવા પુનઃલગ્ન નિમિત્તો ચોખાના જમણના રૂા. ૧૦, (દશ) તથા પુનઃલગ્નના જમણ (ખીચડી)ના રૂા. ૬૦. (આઠ) વર પક્ષે આપવાના રહેશે.

૪ તદુઉપરાંત વરપક્ષ નીચે મુજબ કપડાં તથા દાગીના આપવાના રહેશે.

૧. કપડાંની જોડ-૧ (કન્યા માટે)
૨. નાકની સળી હેમની નંગ ૧
૩. મઢેલું કાંકણ નંગ ૧
૪. પગના સાંકળાં જોડી ૧

આ ઉપરાંત દાગીના કે રોકડ રકમ કાંઇ પણ આપવું નહીં.

૫ ૫છ પગનાં આણું સદંતર બંધ કરવામાં આવે છે.

૬ ઠરાવ - ૧૩

૮ છૂટાછેડા સંબંધે

૧ એક વખત સમજી વિચારીને લગ્નગ્રંથીથી જોડાયા બાદ

ઠરાવ – ૧૩ ચાલુ

છૂટાછેડા લઇ શકાશે નહીં. પરંતુ પતિ-પત્નીમાંથી કોઇપણ એક હિન્દુ કાયદા મુજબ ખોડ-ખાંપણ વાળું હોય ત્યારે જ્ઞાતિની સંમતિથી છૂટાછેડા લઇ શકશે.

૨ સમાજના કોઇપણ ભાઇએ એક પત્નિની હયાતિમાં બીજી પત્નિ કરવી નહીં. કાનુનના ઓથે રહી "રખાત" નામનું કલંકિત દુષણ અપનાવી શકશે નહીં. આવો નિંદિત કાર્ય કરશે અથવા કરવામાં જે કોઈ સાથ સહકાર આપશે તેઓ પણ સામાજીક ગુનાને પાત્ર ગણાશે. આ કાર્ય કરનાર અને કરાવનાર પાસેથી સમાજ જરૂરી ખુલાસાઓ મેળવશે અને તે અંગે સમાજના નિર્ણયની અવગણના કરનારની સાથે કોઈ પણ પ્રકારનો સામાજીક વ્યવહાર રાખવો નહીં – સહકાર આપવો નહીં. અને જ્ઞાતિના કોઈપણ સંગઠન કે સંસ્થાઓના સભ્યપદેથી દૂર કરવા જોઇએ. આવા દુષણો ન થાય તે માટે કુટુંબ, પાંખડી કે ગામની તકેદારી સમિતિના સભ્યો અને કાર્યકર્તાઓએ સંપૂર્ણપણે તકેદારી રાખવાની રહેશે.

નોંધ :- છુટ છેડા લીધેલ કે મેળવેલને કુંવારી કન્યા આપવી નહિં.

ઠરાવ – ૧૪

મરણ પછીના ખર્ચ (દાડો) સંબંધે

૧ મરનાર વ્યક્તિ પાછળ કોઇએ ખર્ચ (દાડો) કરવો નહિં.

૨ બારમાની વિધી પુરી કરી બ્રાહ્મણો, નિયાગીઓ કે ગરીબોને પોતાની શકિત અનુસાર જમાડવા.

૩ મરનાર વ્યકિત પાછળ તેના સ્મરણાર્થે કોઇ રકમ આપવા

ઠરાવ – ૧૪ ચાલુ

માગતા હોયતો તેઓને સમાજના કેળવણી ફંડમાં, હોસ્પીટલ ફંડમાં અથવા એવા સામાજીક ઉન્નતિના કાર્યોમાં તે રકમ આપવા આ પરિષદ ખાસ ભલામણ કરે છે.

ઠરાવ – ૧૫

કુદરતી ઘરભંગ થાય તે સંબંધે

૧ દિકરીને સાસરાને ઘેર મોકલ્યા પછી મૃત્યુ પામે તો દિકરીને જીવિત સમય દરમ્યાન આપેલ દાનની કોઈપણ વસ્તુ પાછી લેવી નહિ.

૨ જમાઇનું મૃત્યુ થાય તેવા પ્રસંગે દિકરીના માવિત્રો તે દિકરીને ત્યાંથી લઇ જવા માગતા હોય તો દિકરીના માવિત્રે એ આપેલ દાગીના સિવાય બીજું કાંઇ પાછું લઈ જઇ શકશે નહીં. પરંતુ તે દિકરીને બાળકો હોય અને તે દિકરીની સાથે ન લાવતા ત્યાં છોડી આવવાના હોયતો તેવા પ્રસંગે દિકરીનાં માવિત્રોએ દિકરીને આપેલ દાગીના તથા તથા અન્ય કોઈપણ વસ્તુ પાછી લઇ જઇ શકશે નહીં.

ઠરાવ – ૧૬

શિક્ષણ સંબંધે

આથી આ પરિષદ જ્ઞાતિજનોને ખાસ ભલામણ કરે છે કે આ પ્રગતિશીલ યુગને અનુસરી સૌ પોતાના બાળકો (પુત્ર તથા પુત્રીઓ)ને ઉચ્ચ શિક્ષણ ફરજીયાત અપાવે. પોતાનાં બાળકોને ઉચ્ચ શિક્ષણ આપવાની ધગશ ધરાવનારને સમાજ અત્યંત ઉત્સાહ આપે છે અને તેની કદર કરે છે.

ઠરાવ – ૧૭

લગ્નવિધિ બાબત

દરેક ગામ, કંપાઓ તેમજ અન્ય સ્થળોએ લગ્નવિધી અંગેની બ્રાહ્મણોની પદ્ધતિ અલગ હોય છે. તેમાં અલગ અલગ પદ્ધતિના કારણે મનદુઃખ ન થાય તે માટે ખાસ રીતો, વિધીઓ નક્કી કરી તેની પુસ્તીકાઓ છપાવી બહાર પાડવા નક્કી કરેલ છે તે સૌ જ્ઞાતિજનોએ તે મુજબની વિધીથી લગ્ન (વિવાહ) થાય તેવો આગ્રહ રાખવાનો રહેશે.

નોંધ :– લગ્ન પુસ્તિકા તૈયાર કરવા માટે સમાજે તાત્કાલિક વ્યવસ્થા કરવી.

ઠરાવ – ૧૮

બાહ્ય આચરણો અંગે

જ્ઞાતિમાં સંપૂર્ણ એકવાક્યતા જળવાય તે માટે કચ્છ, ગુજરાત અને ભારત તેમજ વિદેશોમાં વસતા આપણા સમાજના જ્ઞાતિજનોએ જન્મથી મરણોત્તર સુધીના સંસ્કારો હિંદુ રીત રિવાજો મુજબ પાળવાં (આચરવા)ના રહેશે.

નોંધ :– જ્ઞાતિજનોએ આ ઉપરોક્ત દરેક ઠરાવોનું ચુસ્તપણે પાલન કરવાનું રહેશે. અને જો કોઇ તેનું ઉલ્લંઘન કરે તો કોઇએ તેને સહકાર આપવો નહીં.



## સમાજ પ્રત્યે....

જે કુટુંબમાં કૌટુમ્બિક જવાબદારી. વિષે કોઈ એમ કહેવા લાગેછે કે મારે શું? એ કુટુંબનું ખંડન નિશ્ચિત માનજો, જેસમાજમાં વ્યક્તિઓ પોતાનું સામાજીક કર્તવ્ય બજાવતી નથી, તે સમાજ નીચે જ જશે. કીડી અને મધમાખી જેવા તુચ્છ ગણાતા જીવડા પણ સહકારી ધોરણે રહે છે. અને તેમાં કોઈ પોતાની ફરજ ચૂકતું નથી જે ચૂકે છે તે જીવનનું અધિકારી નથી રહેતું. કુટુંબ સમાજ અને રાષ્ટ્ર સહકારી ધોરણે જ સુસંગઠીત રહી શકે. સહકારી પ્રવૃત્તિ વ્યકિતગત ફરજની અદકારી પર નિર્ભર છે.

— શ્રી

ઉમિયા પ્રિન્ટર્સ, વાલ ટેકરી, ભુજ-કચ્છ.

ફોન : ૧૬૬૦